## श्रीपरमेश्वरस्तोत्रम् ।

जगदीश ! सुधीश ! भवेश ! विभो ! परमेश ! परात्पर पूत ! पितः ! ॥
प्रणतं पतितं हततत्त्वजनं जनतारण तारय तापितकम् ॥ १ ॥
गुणहीनसुदीनमलीनमतिं त्वयि पातरि दातरि चापरतिम् ॥
तमसा रजसावृतवृत्तमिमं ॥ जन० ॥ २ ॥ मम जीवनमीनमिमं
पतितं मरुघोरभुविह सुवीहमहो ॥ करुणाब्धिचलोर्म्मिजलानयनं
॥ जन० ॥३॥ भववारण ! कारण कर्म्मततौ भवसिंधुजले शिव
मग्नमतः ॥ करुणाश्च समर्प्य तरिं त्वरितं ॥जन० ॥४॥ अतिनाश्य
जनुर्मम पुण्यरुचे ! दुरितौघभरैः परिपूर्णभुवः ॥ सुजधन्यः गण्य-
मपुण्यरुचि ॥ जन० ॥५॥ भवकारक ! तारकहारक हे भवता-
रक पातकदारक हे ॥ हर शङ्कर किंकरकर्म्मचयं ॥ जन० ॥६॥
तृषितश्चितमस्मि सुधां हितमेऽच्युत ! चिन्मय ! देहि वदान्यवर ॥
अतिमोहवशेन विनष्टकृतं ॥ जनतारण तारय तापितकम ॥७॥
प्रणमामि नमामि नमामि जनं भवजन्मकृतिप्राणिसूदनकम् ॥
गुणहीनमनन्तमितं शरणं जनतारण तारय तापितकम् ॥ ८ ॥

## श्रीस्तवपंचकस्तोत्रम् ।

नमस्ते सते सर्वलोकाश्रयाय नमस्ते चिते विश्वरूपात्मकाय ॥
नमोऽद्वैततत्त्वाय मुक्तिप्रदाय नमो ब्रह्मणे व्यापिने निर्गुणाय ॥१॥
त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यं त्वमेकं जगत्कारणम् विश्वरूपम् ॥
त्वमेकं जगत्कर्तृपातृप्रहर्तृ त्वमेकं परं निश्चलं निर्विकल्पम् ॥२॥
भयानां भयं भीषणं भीषणानां गतिः प्राणिनां पावनं पावनानाम्॥
महोच्चैः पदानां नियन्तृ त्वमेकं परेषां परं रक्षणं रक्षणानाम् ॥३॥
परेश ! प्रभो ! सर्वरूपाविनाशिन्ननिर्देश्य सर्वेन्द्रियागम्य सत्य ॥
अचिन्त्याक्षर! व्यापकाव्यक्ततत्त्वाजपाभासकाधीश! पायादपायात्
त्वदेकं स्मरामस्त्वदेकं भजामस्त्वदेकं जगत्साक्षिरूपं नमामः ॥
सदेकं विधानं निरालम्बमीशं भवाम्भोधिपोतं शरण्यं व्रजामः॥५॥

# परमेश्वरस्तोत्रनो अर्थ

હે પ્રભો ! હે જગદીશ ! હે જ્ઞાનીઓના પણ ઇશ ! હે સંસારના સ્વામી ! હે સર્વવ્યાપક ! હે પરમેશ્વર ! હે પરાત્પર ! ( પરથી પણ પર ! ) હે પવિત્ર ! હે પિતા ! હું પતિત ( પાપી ) અને તત્ત્વજ્ઞાનથી રહિત આપને પ્રણામ કરૂં છું. હે જનતારણ ! ( મનુષ્યોને તારનાર ) મને તાપમાં તપી રહેલાને તારો. (૧) હું ગુણહીન, ઘણોજ દીન તથા મલિન મતિવાળો છું. આપ દાતાર અને પાલનકર્તા છો, છતાં પણ મારી મતિ આપનામાં આસક્ત રહેતી નથી. મારી વૃત્તિઓ હમેશાં તમોગુણ તથા રજોગુણથી ઘેરાયલી રહે છે, માટે હે જગતને તારનાર પ્રભુ ! મારૂં બહુ તપી રહેલાનું રક્ષણ કરો. (૨) અહો ! મારૂં જીવન આ સંસારરૂપી મહાઘોર મરુભૂમિમાં માછલાંની પેઠે દુઃખી થઈ પડેલું છે. આપ આપના કરુણારૂપી સમુદ્રની લહરિવડે તેનાપર જળસિંચન કરી હે જનતારણ ! મને તપી રહેલાને તારો. (૩) હે ભવતારણ ! ( સંસારમાં ડૂબવા ન દેનાર ! ) આપજ આ જગતરૂપી કર્મવિસ્તારના કારણરૂપ છો. હે કલ્યાણરૂપ ! ભવસાગરના જળમાં ડૂબી રહેલા એવા મારા દુઃખી જીવને નાવ આપી મારો એમાંથી ઉદ્ધાર કરો. (૪) હે જનતારણ ! હે પવિત્ર બુદ્ધિવાળા ! મારો ફરીથી જન્મ ન થાય એમ કરી પાપોના પ્રવાહરૂપી ભારથી પરિપૂર્ણ થયેલી આ પૃથ્વીમાંથી અતિ અધમ, નજીવા, પાપબુદ્ધિવાળા અને તપી રહેલા એવા મારા જીવનો ઉદ્ધાર કરો. (૫) હે સંસારના કર્તા ! હે તારક ! હે નરકનાં દુઃખોનો નાશ કરનારા ! હે સંસારમાંથી તારનારા ! હે પાપોનો નાશ કરનારા ! હે કલ્યાણ કરનારા ! હે જનતારણ ! તપી રહેલા આ દાસનાં સર્વ કર્મોના સમૂહનો નાશ કરી ઉદ્ધાર કરો. (૬) હે અચ્યુત ! હે ચિન્મય ! હે વર દેનારાઓમાં શ્રેષ્ઠ ! હું તૃષ્ણાતુર થયેલો છું, માટે મને જ્ઞાનરૂપી અમૃત આપો. અત્યંત મોહને વશ થઈને મેં મારા સર્વ કર્તવ્ય કર્મનો નાશ કરેલો છે; માટે મને તપી ગયેલાને તારો. (૭) હે જનતારણ ! હું આપને પ્રણામ કરૂં છું, હું આપને નમસ્કાર કરૂં છું, નમસ્કાર કરૂં છું; આપ સંસારના જન્મ તથા કર્મોનો નાશ કરનાર, નિર્ગુણ અને અનંત છો. હું અત્યંત સંતાપિત થઈને આપને શરણે આવેલો છું, માટે આપ મને તારો. (૮)

# श्रीस्तवपंचकस्तोत्रनो अर्थ

સત્યસ્વરૂપ અને સર્વે લોકોના આશ્રયભૂત હે પ્રભો ! આપને નમસ્કાર હો. જ્ઞાનસ્વરૂપ અને વિશ્વના આત્મારૂપ આપને નમસ્કાર હો. અદ્વૈતતત્ત્વસ્વરૂપ અને મોક્ષ આપનાર એવા આપને હું નમસ્કાર કરૂં છું. સર્વવ્યાપક અને નિર્ગુણ બ્રહ્મરૂપ આપને નમસ્કાર કરૂં છું. (૧) હે પરમાત્મન્ ! તમેજ સર્વના આધારરૂપ છો, તમેજ સર્વથી શ્રેષ્ઠ છો, તમેજ જગતનું કારણ અને વિશ્વરૂપ છો. આ જગતના ઉત્પન્ન કરનાર, પાલન કરનાર અને સંહાર કરનાર તમેજ છો; તથા તમેજ સર્વથી પર, નિશ્ચળ અને નિર્વિકલ્પ છો. (૨) હે પ્રભો ! આપ સર્વ ભયના પણ ભયરૂપ અને ભીષણના પણ ભીષણરૂપ છો. આપ પ્રાણીમાત્રના ગતિસ્વરૂપ અને પવિત્રને પણ અધિક પવિત્ર કરનાર છો. આપજ સર્વોત્તમ પદના નિયંતા, પરથી પણ પર અને રક્ષકોના પણ રક્ષક છો. (૩) હે પરમેશ્વર ! હે પ્રભો ! આપ સર્વ રૂપોમાં અવિનાશીરૂપ, વર્ણવી શકાઓ નહિ એવા, સર્વ ઇંદ્રિયોથી જાણી શકાઓ નહિ એવા અને સત્યસ્વરૂપ છો. આપ ચિંતવી શકાઓ નહિ એવા અક્ષર, સર્વવ્યાપક, અવ્યક્ત તત્ત્વરૂપ અને અજપા મંત્રનો ભાસ કરાવનાર છો, આપ સંકટમાંથી મારૂં રક્ષણ કરો. (૪) હું એક આપનુંજ સ્મરણ અને આપનુંજ ભજન કરૂં છું અને હે જગતના સાક્ષીરૂપ ! આપનેજ નમસ્કાર કરૂં છું. આપજ સતસ્વરૂપ, આશ્રયસ્વરૂપ, અવલંબનરહિત, ઈશ્વર અને સંસારસાગરમાંથી તરવાને આશ્રય કરવા યોગ્ય નૌકાસ્વરૂપ હોવાથી હું આપનેજ શરણ થયો છું. (૫)



**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत । अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**
**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

कृपासिंधो ! श्रीकृष्ण मुरारे ! दुष्टदलन धरे देह दुलारे; जगतगुरो! जुगजुग बहुनामी, ज्ञान-चरित अवतार नमामि ।
ज्ञान-गीता तव बंसी अनेरी, हमरे चित्त बसहु कहीं तेरी; औगुन पाप कुमति हर लीजे, तव गुन कृपा सब हीं दे दीजे ॥
जय श्रीकृष्ण ! जय श्रीराम ! अधम उद्धारक पुरणकाम; ईश्वर, अल्ला, तेरे नाम, सबको सन्मति दे भगवान ॥

**(मुद्रक और प्रकाशकः-सस्तुं साहित्य वर्धक कार्यालय, भद्रकेपास-अहमदाबाद और बंबई-२)**



## पराक्रमनी मूर्ति अर्जुन अने परम योगेश्वर श्रीकृष्ण

વડીલો અને બંધુઓ વગેરેને યુદ્ધસ્થળમાં ઉભેલા જોઈ અર્જુનને એટલી બધી લાગણી થઈ આવી કે તે હથિયાર નીચે નાખી દઈને બેસી ગયો અને શ્રીકૃષ્ણપ્રત્યે કહ્યું કે, હે પ્રભો! અત્યારે મારો ક્ષાત્રિયસ્વભાવ દબાઈ ગયો છે, માટે મારું જેમાં શ્રેય હોય તે મને કહો. હું આપનો શિષ્ય છું, આપને શરણ છું, મને માર્ગ બતાવો. ત્યારે ભગવાને કહ્યું કે, હે પાર્થ! યદૃચ્છાથી પ્રાપ્ત થયેલું આ ધર્મયુદ્ધ તારે માટે સ્વર્ગના ખુલ્લા દરવાજા જેવું છે. આવું યુદ્ધ ભાગ્યશાળીનેજ પ્રાપ્ત થાય છે. જો એમાં હણાઈશ તો સ્વર્ગને પામીશ, અને જીતીશ તો પૃથ્વીને ભોગવીશ. માટે હે ભારત! યુદ્ધમાટે ખડો થઈ જા.




**विघ्नविनाशक भगवान श्रीगणेश महर्षि व्यास महाभारत लखावी रह्या छे.**

ગણેશે પ્રથમથી કહેલું કે, "લખવામાં મારી કલમ ક્ષણમાત્ર પણ અટકવી જોઇએ નહિ" ત્યારે વ્યાસે પણ કહેલું કે "તમારે પણ મારા કહેવાનો અર્થ સમજ્યા વગર કોઇ શબ્દ લખવો નહિ" અર્થાત 'હરિભટ વડોદરા' પેઠે વગર સમજ્યે શ્રમ કરવો નહિ.



રાજર્ષિ જન્મેજયે સર્પસત્રમાટે દીક્ષા લીધેલી સાંભળીને શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસ શિષ્યોસહિત યજ્ઞસભામાં પધાર્યા. રાજર્ષિ મંડળ સહિત સામા જઈ તેડી લાવ્યા; સુવર્ણાસને પધરાવ્યા; અર્ઘ્ય પૂજનાદિ કર્યા અને પાસે બેસી ક્ષેમકુશળ પૂછ્યું. પછી સર્વથી પૂજનપાત્ર એવા શ્રીવ્યાસ ભગવાને સભાસદોની સામી પૂજા કરી. (અનેક વંદન હો એ સર્વ પૂજ્ય પરમ વૃદ્ધ મહર્ષિના નિરભિમાન ને વાત્સલ્યભાવને! પ્રાપ્ત થાઓ અમો આધુનિક માનવોને પૂર્વજોની એવી એવી આદર્શભૂત સંપત્તિઓ!) પછી જન્મેજયે પોતાના પ્રપિતામહ મહર્ષિ વ્યાસપ્રત્યે હાથ જોડીને પોતાના પૂર્વજોના યુદ્ધનાં કારણ ઇ૦ કહેવા પ્રાર્થના કરી. વ્યાસની સ્વશિષ્ય વૈશંપાયનને આજ્ઞા થતાં તેઓ ગુરુ, દ્વિજ અને અન્ય વિદ્વાનોને નમસ્કાર કરી મહાભારતનો ઇતિહાસ કહેવા લાગ્યા.



# सिंहणने पण ..ठावां देनारा निडर आर्य बाळक "भरत"

આશ્રમમાં તેમજ આસપાસનાં જંગલોમાં જઇને આ એવી ખેલકૂદ અને તોફાન મચાવ્યા કરતો કે જેથી



માણસો તથા પશુ પણ હેરાન હેરાન થઇ જતાં. આથી એને 'સર્વદમન' પણ કહેતા. એક દિવસ પર્વતની 'બો'માં સિંહનું બચ્ચું રમતું જોઇ તેને પણ રમકડા પેરે બગલમાં લઈ ચાલવા માંડ્યું ! સિંહણ આવું જોતાંજ ગાજી ઉઠી; પણ બહાદુર દુષ્યંતન.-નિડર બચ્ચા ભરતે એવી તો આંખો દેખાડી કે સિંહણ ભાગીજ ગઇ !!



**દેવવ્રતની ભીષ્મ પ્રતિજ્ઞા** —"પિતાના પછી તેમનું રાજ્ય મારે નહિ લેવું પણ સત્યવતીના ભાવી પુત્રને આપવું; તથા મારે છેવટ સુધી અખંડ બ્રહ્મચર્ય પાળવું." પછી સત્યવતીના બેઉ પુત્ર ગુજરી જતાં તેણે દેવવ્રતને રાજા બનવાનો અને પરણવાનો આગ્રહ કર્યો. ત્યારે પણ પ્રબળ સત્યપ્રેમી અને મહાન સ્વાર્થત્યાગી દેવવ્રતે જરાય ન ડગતાં કહ્યું કે:—આ તો શું પણ ઇન્દ્રનું, કે ત્રણે લોકનું કે એથી પણ મોટું રાજ્ય હોય; તો તેને પણ સત્યને ખાતર તજી દઉં; પણ સત્યને તજું નહિ. આથીજ તે "ભીષ્મ" કહેવાયા. ॥ રઘુકુલ રીતિ સદા ચલી આઇ । પ્રાણુ જાહિં વરૂ વચન ન જાઇ ॥



ગલીદંડા રમતાં ધૃતરાષ્ટ્ર અને પાંડુના કુમારોની મોઇ કૂવામાં જઇ પડી. તેઓ મુંઝાવા લાગ્યા. એવામાં એક અજાણ્યા બ્રાહ્મણ (દ્રોણ)ને આવતા જોઈ સર્વ કુમારો તેમની આસપાસ વીંટાઇ વળ્યા. દ્રોણે હકીકત જાણતાં કહ્યું કે-ધિક્કાર છે તમારા ક્ષત્રિયપણાને અને વિદ્યાભ્યાસને કે તમે ભરતવંશમાં જન્મવા છતાં મોઇ જેવી તુચ્છ વસ્તુ પણ કાઢી શકતા નથી? લો હું દર્ભનીજ સળીઓવડે કાઢી આપું; તમે મને ભોજન આપજો. પછી દ્રોણે તે તરતજ કાઢી આપી. કુમારોએ રાજીરાજી થઈ જઇ અને તેમનું નામ તથા બીજી શું શું સેવા કરીએ? તે પૂછ્યું. દ્રોણે કહ્યું કે સર્વ વાત ભીષ્મને કહેજો. તે તરતજ મને ઓળખશે. પછી કુમારોએ જઇ પિતામહને કહેતાં તેમણે દ્રોણને તેડાવ્યા. ખૂબ સત્કાર કરી ઉપકાર માન્યો અને કુમારશાળામાટે આચાર્ય નીમ્યા.




ભીષ્મ, ધૃતરાષ્ટ્ર અને સભાસદો વગેરે સમક્ષ દ્રોણાચાર્ય વિદ્યાર્થીઓની ધનુર્વિદ્યા તપાસી રહ્યા છે. ઘણાખરાઓને પૃચ્છપરછમાંજ એકાગ્રતા-રહિત જોઇને નાપાસ કર્યા. અને અર્જુન એકાગ્રતાવાળો જણાતાં તેનેજ બાણ છોડવા આજ્ઞા કરી. તે લક્ષ વીંધવામાં સફળ પણ થયો. જે એકનિષ્ઠ થવાને બદલે અનેક બાબતો પાછળ મનોબળ વેરી નાખી "સબ અંદરકા વેપારી" બનવા જાય; તે માનવ કોઇપણ કામમાં પૂરો ફતેહમંદ થઇ શકતો નથી. કહેવત છે કે "લાખ બુદ્ધિ લડબડી, ને ક્રોડ બુદ્ધિ કરબડી; (પણ) એક બુદ્ધિ બાપડી કે સામે મોઢે તાપડી!"



**દુષ્ટ દુઃશાસન ભરીસભામાં દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચી રહ્યો છેઃ**—પાંડવો તો જાણે સર્વસ્વ હારી બેઠા, તેથી સહાય નથી કરી શકતા; પરંતુ સભામાં ગુરુ, આચાર્ય, પિતામહ ઈ૦ વૃદ્ધો અને અનેક રાજાઓ હતા તેઓ પણ અર્થદાસજ નીકળ્યા ! જો એમ ન હોત તો દ્રૌપદીનું પથ્થરને પીગળાવે એવું રુદન અને કષ્ટ સગી નજરે જોવા છતાં તેઓ ચાલવાજ કેમ દે ! છેવટે મહાસતી દ્રૌપદીએ બે હાથ જોડીને દયાસિંધુ શ્રીહરિનુંજ શરણ લઈ સહાય માગી કેઃ—"દુઃખ હરો દ્વારિકાનાથ શરણુ મેં તેરી..." અનાથોનો નાથ શ્રીહરિ આ કળિકાળમાં પણ શ્રદ્ધાભક્તિસંપન્ન ભક્તજનની ઉંડા હૃદયની પ્રાર્થના વૃથા જવા દે નહિ, તો પછી આ તો પરમભક્ત દ્રૌપદીનો પોકાર ! નિરાધારનો આધાર તરતજ વ્હારે ધાયો, અને દુઃશાસન જેવો મહાબળવાન પણ ખેંચી ખેંચીને થાકી ગયો ત્યાંસુધી ઉપરાઉપરી વસ્ત્ર પૂર્યા કર્યાં ! પાશ્ચાત્યોના સ્વાર્થશિક્ષણમાં ડૂબીને ઋષિમુનિઓનું શિક્ષણ વિસરી જનારાઓ તો આવી બાબતોને બસ ગપસપજ ગણી કાઢવાના. હા, મેસ્મેરીઝમની માનસવિદ્યા કદાચ તેમને સાચી લાગે; પરંતુ યોગેશ્વર શ્રીકૃષ્ણ અને મહાસતી દ્રૌપદીનાં યોગસામર્થ્ય જાણવા-સમજવાનું તો તે બિચારાઓનાં કિસ્મતમાં હોયજ ક્યાંથી ! આ પછીના પૃષ્ઠપર છપાયેલી પ્રાર્થના તો ઋષિમુનિઓમાં શ્રદ્ધાળુ હોય અથવા આર્યોના સૂક્ષ્માતિસૂક્ષ્મ પદાર્થશાસ્ત્રના જ્ઞાતા હોય તેમનેજ માટે છે ભાઈ !

# द्रौपदीकी प्रभुप्रार्थना

बिनकाज आज महाराज लाज गई मेरी । दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी ॥
दुःशासन वंशकुठार महादुःखदाई । कर पकरत मेरा चीर लाज नहीं आई ॥
अब भयो धर्म को नाश पाप रह्यो छाई । लखी अधम सभाकी ओर नारी बिलखाई ॥
शकुनि दुर्योधन करन खडे खल घेरी । दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी १
तुम दीननकी सुधि लेत देवकीनंदन । महिमा अनंत भगवंत भक्त-दुःख-भंजन ॥
तुम किया सिया दुःख दूर शंभुधनुखंडन। हे तारण मदनगोपाल मुनिनमनरंजन ॥
करुणानिधान भगवान करी क्यों देरी । दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी २
बैठा जहां राजसमाज नीति सब खोई । नहि कहत धर्मकी बात सभामें कोई ॥
पांचों पति बैठे मौन कौन गति होई । लै नंदनंदन को नाम द्रौपदी रोई ॥
करि करि विलाप संताप सभामें टेरी । दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी ३
तुम सुनि गजेंद्रकी टेर विश्वअघनाशी । ग्रह मारी छुडायो बंध काटी पगफांसी ॥
मैं धरौं तुम्हारो ध्यान द्वारिकावासी । अब काहे राजसमाज करावत हांसी ॥
अब कृपा करौ यदुनाथ जानि चित चेरि । दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी ॥
तुम पति राखी प्रल्हाद दीनदुःख टारो । भये खंभ फारी नरसिंह असुर संहारो ॥
ब्रज खेलत केशी आदि बकासुर मारो । मथुरा मुष्टिक चाणूरकंसमद गारो ॥
तुम मातपिताकी जाय छुडाई बेरी । दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी ५
ले भक्तनहित अवतार कन्हाई तुमने । यमलार्जुनकी जड योनि छुडाइ तुमने ॥
जल बरसत प्रभुता अगम दिखाइ तुमने। नखपर गिरि धारि ब्रज लीयो उगारी तुमने॥
प्रभु अब बिलंब क्यों करी हमारी बेरी । दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी ६
सुनि दीनबंधु भगवान भक्तहितकारी । भये चीररूपमें प्रगट हरो दुःख भारि ॥
खेंचत हारो मतिमंद वीर बलकारी । रख लई दीनकी लाज आप बनवारी ॥
बरसत हरसत सुर सुमन बजावत भेरि । दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी ७
क्या करी द्वारिकानाथ मनोहर माया । अंबरका लगा पहाड पार नहीं पाया ॥
तिहूं लोक चहुंदिशि भुवन चीर दरशाया । वंदत गणेशपरसाद कृष्णगुण गाया ॥
दीननकी दीनानाथ विपति निरबेरि । दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी ८

# कैलासपति झीलवा तत्पर थतां गंगाजी भूमिपर पधारे छे.

પ્રખર તપથી મહાદેવને પ્રસન્ન કરનારા ભગીરથ ગંગાજીનું ભક્તિભાવે દર્શન કરતા ઉભા છે;
બીજી તરફ સિંહવાહિની પાર્વતીજી પણ પોઠીઆને ટેકવી સાનંદાશ્ચર્યથી ભાળી રહ્યાં છે.





**રાજા નળનું દમયંતીને છોડી જવું:**—પુણ્યશ્લોક રાજા નળ જુગટામાં સર્વસ્વ હારી જવાથી તેમની સાથે મહાસતી દમયંતી પણ એકજ વસ્ત્રભેર ચાલી નીકળ્યાં. તેમને જીતનારા પુષ્કરની મનાઇને લીધે પ્રજાવર્ગમાંથી પણ મૂઠી અન્ન જેટલો પણ કોઈએ સત્કાર કર્યો નહિ. આથી બંને જણ અનેક દિવસોસુધી નિરાહાર રહ્યાં. એક સ્થળે પક્ષીઓ જણાતાં તેમને પકડવામાટે નળે પોતે નગ્ન થઇને વસ્ત્ર ફેંક્યું તે પણ લઇને પક્ષી ઉડી ગયાં! આથી હવે બંને એકજ વસ્ત્રમાં વિંટાઇને સાથે સાથે ફરવા લાગ્યાં. આવા મહાસંકટને લીધે નળરાજાએ દમયંતીને પિયરતરફ જવાનું સૂચવ્યું; પરંતુ દુઃખથી દુર્બળ થયેલી દમયંતીએ અશ્રુસાથે ગળગળી વાણીએ કહ્યું કેઃ—"તમે ધન, રાજ્ય ને અન્ન-વસ્ત્રથી પણ રહિત છો; વળી ભૂખ્યા અને થાકેલા છો. એવી સ્થિતિમાં તનમનથી સેવા કરી શાંતિ આપવાને બદલે આપને આ નિર્જન વનમાં ત્યજું કેવી રીતે?" પછી એક વસ્ત્રથી ઢંકાયેલાં તે દંપતી ફરતાં ફરતાં ભૂખ અને થાકને લીધે એક ધર્મશાળા પાસે જઈ જમીનપર સૂતાં.

દમયંતી ઊંઘી ગઈ, પણ નળ રાજાને ઊંઘ આવી નહિ. તેમણે વિચાર્યું કે 'દુઃખમાં ભાગ્યા જેવું એકેય નથી; પરંતુ મારેજ લીધે આ બિચારી નિર્દોષ અને સુકોમળ દમયંતી દુઃખ વેઠયા કરે, એ પણ કેમ જોયું જાય! વળી તેને તજવાથી તે સગાં પાસે પણ જવા સંભવ હોવા સાથે તેના પ્રખર ધર્મ-તેજને લીધે તેને કોઈ દુઃખ પણ દઈ શકશે નહિ, માટે તેને તજવામાંજ મારૂં ને તેનું શ્રેય છે." પછી નળે દમયંતી જાગે નહિ તેમ અર્ધું વસ્ત્ર ફાડયું; ઘણુંજ રોયા; સતીનું રક્ષણ કરવા દેવાને પ્રાર્થના કરી; અને પછી અત્યંત દુઃખી હૃદયે ત્યાંથી ચાલી નીકળ્યા. એ પછી પ્રારબ્ધ પ્રમાણે જે જે વીત્યું. તે બંનેએ કેવી સાત્વિક ધીરજથી સહન કર્યું, તે પણ આગળ વાંચવાથી જણાશે; અને સજ્જનોનું હૃદય તેઓપ્રત્યે ઢળી પડીને કહેશે કેઃ—"અનેકાનેક વંદન હો આપ મહાસતી દમયંતીને અને પુણ્યશ્લોક નળરાજાને!"



રાજા શિબિ મહર્ષિઓનાં દર્શને જાય છે અને રાજા સહોત્ર દર્શન કરીને પાછા આવે છે. બન્નેના રથ રસ્તામાં સામા મળ્યા. બંનેએ એકબીજાને ભેટી વચનના પ્રમાણમાં માન આપ્યું; પરંતુ દરજ્જામાં સરખા હોવાથી, એકબીજાને માર્ગ આપતા નથી : એવામાં પુણ્યયોગે દેવર્ષિ નારદ ભગવદ્‌ગુણ ગાતા ગાતા ત્યાં આવી ચઢ્યા. તેમણે આમ કરવાનું કારણ પૂછતાં બંનેએ કહ્યું કે, ધર્મશાસ્ત્રે કહ્યું છે કે પોતાનાથી શ્રેષ્ઠ અથવા બળવાનને માર્ગ આપવો; પરંતુ અમો બન્ને રહ્યા સમાન, એટલે માર્ગ કેમ આપીએ ? આ સાંભળી નારદે કહ્યું કે, સત્પુરુષ તો ખળપ્રત્યે પણ સાધુતા દર્શાવે, તો પછી સત્પુરુષ પ્રત્યે શામાટે ન દર્શાવે ? માટે તમારામાં જે ઉદાર વધુ હશે તે તરતજ માર્ગ આપશે. રાજા સહોત્રે આ સાંભળતાંજ રાજા શિબિને પ્રદક્ષિણા કરી માર્ગ આપ્યો, અને તેનાં ગુણ–ચારિત્રોનાં વખાણ કરી ચાલ્યો ગયો. અનેકાનેક પ્રણામ હો આવા જ્ઞાનચારિત્રસંપન્ન મહાનુભાવોને અને મહર્ષિઓના પણ ગુરુ તથા દેવોના પણ દેવ એવા દેવર્ષિ નારદમુનિને તથા તેમનાં તળસ્પર્શી બુદ્ધિભવાનીને. હે સદા સર્વવ્યાપી દેવાધિદેવ ! દયા કરો અમો દુર્ગતિમાં ડૂબેલા ભારતસંતાનો ઉપર, કે જેથી અમારાં દુઃખ-દૌર્બલ્ય, મિથ્યાભિમાન અને ક્લેશકુસંપાદિ દૂર થાય !



એક વાર શિબિરાજાની પરીક્ષામાટે અગ્નિદેવે હોલાનું રૂપ લીધું અને દેવપતિ ઇન્દ્ર, શકરા–બાજનું રૂપ લઇ તેની પાછળ પડયો. હોલાએ પોતાના રક્ષણમાટે શિબિરાજાના ખોળામાં આશ્રય લીધો; પણ શકરાએ પોતાનો શિકાર સોંપી દેવા માગણી કરી. રાજાએ તે શરણાગતને નહિ સોંપતાં તેના બદલામાં બીજું માંસ આપવા કહ્યું; ત્યારે શકરાએ કહ્યું કે, એમજ હોય તો તમારૂં પોતાનુંજ માંસ તેની બરાબર તોળી આપો ! રાજાએ તુરતજ પોતાનું માંસ કાપી કાપીને કાંટે નાખવા માંડયું; પરંતુ ત્રાજવું નમેજ શાનું ! રાજા શિબિ પણ એવો ઉદાર અને એકવચની નીકળ્યો કે, **'प्राण जाहि पर बचन न जाहि !'** બસ એ તો પોતેજ આખો ને આખો ત્રાજવામાં જઇ બેઠો !! આ જોઇ બન્ને દેવતાઓ ખુશ ખુશ થઇ ગયા; અને પોતાના મૂળસ્વરૂપે દર્શન દઇ આશીર્વાદ આપ્યો કે, રૂડે પ્રકારે પ્રજાપાલન કરો, તેજસ્વી અને શૂરવીર પુત્ર થાઓ અને દેવતાઓમાં પણ યશગૌરવ પામો !

**મહાતપસ્વી મુદ્‌ગલનું મહર્ષિ દુર્વાસા જેવાની આકરી પરીક્ષામાં પણ પાસ થવું:**—મહાત્મા મુદ્‌ગલ પૂરા જિતેન્દ્રિય, સત્યવાદી, દયાળુ, ઉદાર, સહનશીલ અને ધર્માત્મા હતા. પોતાનાં સ્ત્રી તેમજ બાળક સાથે તેઓ કુરુક્ષેત્રમાં માત્ર શિલોંચ્છ વૃત્તિથીજ (વેરાયલું અન્ન વીણી લાવે તેનાથીજ) નિર્વાહ કરતા. એમાં પણ એક દ્રોણ (૩૨ શેર)થી વધારે અન્ન તો ભેગુંજ થવા દેતા નહિ! ઘરમાં જે કાંઇ હોય તેમાંથી તેઓ યાચકોને તથા દીન-દુઃખીઓને છૂટે હાથે આપ્યે જતા; તથા સ્ત્રીબાળકોને હાથે પણ અપાવ્યા કરતા. તેઓ પોતે અને ઘરનાં સર્વ માત્ર મહીનામાં બેજ દિવસ—પૂર્ણિમાએ અને અમાસેજ—અન્ન જમતા; અને તે પણ દેવ તથા અતિથિઓને જમાડ્યા પછી વધે તેજ જમતા. આ ધર્માત્મા કુટુંબની આવી અતિ ઉદાર અને અસંગ્રહી વૃત્તિને લીધે વિશ્વંભર શ્રીહરિ પણ તેની કોઠી ખાલી ન પડવા દેતાં તેમાં ઉમેરોજ કર્યા કરતા! તેમનાં આવાં ઉત્તમ વ્રતો તથા વખાણ સાંભળીને દિગંબરપણે વિચરતા મુનિશ્રેષ્ઠ દુર્વાસા એ વાતની ખાત્રી કરવા માટે ગાંડા તપસ્વીના વેશે ભાતભાતનું બોલતા બોલતા પર્વના દિવસે તેમને ત્યાં પહોંચી ગયા અને ભિક્ષા માગી. મુનિશ્રેષ્ઠ મુદ્‌ગલે તેમને પણ જમવા બેસાડ્યા. તેઓ વારંવાર માગીને બધુંજ જમી ગયા તથા કંઈક એઠું વધ્યું તે પણ શરીરે ચોપડીને ચાલ્યા ગયા! આ પ્રમાણે મહર્ષિ દુર્વાસા ૧૫-૧૫ દિવસને આંતરે લાગટ છ વખત પહોંચી ગયા; અને તેથી એ તપસ્વી કુટુંબ ૧૫ દિવસે એક વાર જમતું તે પણ બંધ પડ્યું! પરંતુ આમ ભૂખનું દુઃખ વેઠવા છતાં પણ તેમના મનમાં ક્રોધ કે અપમાનનો વિકાર જણાયો નહિ!! દુર્વાસા પણ કાંઈ જેવા તેવા ન હતા. દેશમાંના ઉત્તમ માનવોને તેમના ગુણોમાં અને આદર્શોમાં દૃઢ તથા ઉન્નત કરવાનું કાર્ય તે કરતા. મુનિ મુદ્‌ગલના અપૂર્વ ગુણોથી તેમણે અત્યંત પ્રસન્ન થઈને કહ્યું કે "આ લોકમાં તમારા જેવો નિર્વિકારી—સંયમી—સહનશીલ કે ઉદાર દાતા બીજો કોઈ પણ નથી; કારણ કે આ જગતમાં ભૂખ એવી અજબ વસ્તુ છે કે તે ભલભલાના પણ ધર્મ, ધૈર્ય અને જ્ઞાનનો નાશ કરે છે. વળી જે વસ્તુ મહામહેનતે મેળવી હોય તે વસ્તુ શુદ્ધ નિષ્કામભાવથી અને સત્કારપૂર્વક આપી દેવી એ પણ કાંઈ સહજ વાત નથી. તમારામાં ઇંદ્રિયજય, મનોજય, ઔદાર્ય અને ધૈર્યાદિના ગુણ જે આટલા બધા ખીલ્યા છે, તે જોતાં તમે તો ત્રણે લોકનો વિજય કર્યો છે અને તેથી કરીને તમારા દાતાપણાનો મહિમા આ લોકમાં તો શું પરંતુ સ્વર્ગમાં પણ ગવાયા કરશે."



આર્યોમાં—હિંદુજાતિમાં—તો તપ, ત્યાગવૈરાગ, મોક્ષેચ્છા અને મહાત્માપણાં આવાં આવાં હોય ત્યારેજ સદા અને સર્વત્ર વખણાય, વંદાય અને ગવાય:—મહાતપસ્વી મુદ્દગલ અને મહર્ષિ દુર્વાસાની (આગલા ચિત્ર નીચે જણાવેલી) વાતચીત પૂરી થઇ, એવામાં એક સ્વર્ગનો દેવ વિમાન લઇને આવ્યો. તેણે કહ્યું કે, આપ પુણ્યકર્મવાળા હોવાથી સ્વર્ગમાં પધારો. પછી તપસ્વીના પૂછવાથી તે દેવતાએ સ્વર્ગથી માંડીને બ્રહ્મલોક સુધીની હકીકત અને ગુણદોષ વર્ણવ્યાં. મુદ્દગલે તે સાંભળીને કહ્યું કે, જ્યાં જઈ રહેવાથી પુણ્યરૂપી ઉત્તમ ધન ખર્ચાઇ જાય, અને તેથી પાછું આ પૃથ્વીપર પુણ્ય કમાવા માટે પડવું પડે, એવા સ્વર્ગલોકમાં કે બ્રહ્મલોકમાં પણ મારે આવવુંજ નથી. જ્યાં જવાથી પાછા આવવું પડતું નથી—અર્થાત્—જે સ્થાનને પામવાથી સદાને માટે દુ:ખમાત્રની નિવૃત્તિ અને પરમ આનંદની પ્રાપ્તિ થાય છે એવા પરમ ધામનેજ હું તો પ્રાપ્ત કરીશ.

**બ્રહ્મલોક લોં ભોગ જો, ચહે સબનકો ત્યાગ; વેદ–અર્થ–જ્ઞાતા મુનિ, કહત તાહિ વૈરાગ.**



**ભગવતી સાવિત્રી:**—આ મહાસતીએ મૃત્યુના દેવ યમરાજાને પોતાનાં જ્ઞાનચારિત્ર્યવડે એવા તો પ્રસન્ન કર્યાં, કે તેઓ પાસે વિધાતાના છઠ્ઠીના લેખ પણ રદબાતલ કરાવીને પતિદેવના લીધેલા પ્રાણ પણ પાછા મૂકાવ્યા; પુત્રરહિત માતપિતાને સો પુત્રો અપાવ્યા; અને સાસુસસરાનાં ગયેલાં ચક્ષુ તથા રાજપાટ સુદ્ધાં અપાવ્યાં ! હે હિંદુ બહેનો અને બંધુઓ ! આપણે મહાન પૂર્વજોના આવા ઉત્તમોત્તમ આચારવિચાર ભૂલતાં ચાલ્યાં તેથીજ આવી અવદશાને પામ્યાં છીએ. જો હજી પણ ચેતીએ તો એવાં જ્ઞાનચારિત્ર્ય મેળવી ફેલાવીને ઉન્નત થવાની તક છે. હજી પણ કાંઇ અક્કલ હોય તો આવાં આવાં માનવરત્નોનાં નામ અને કામ નિત્યપ્રતિ સ્મરણ કરો; સાંભળો—સંભળાવો; તથા બન્ને હાથ જોડીને શ્રદ્ધાભક્તિપૂર્વક તે દિવ્યાત્માઓના શ્રીચરણમાં નમસ્કાર કરીને પ્રાર્થો કે તેમનાં જ્ઞાનચારિત્ર્ય પાળવા—પળાવવાનું બળ અને આશીર્વાદ તમને પ્રાપ્ત થઇ તમારાં સુખ-સૌભાગ્ય પ્રકાશી ઉઠે ! ! જય ! ભગવતી સાવિત્રીની જય ! મહાસતી પાર્વતી, સીતા, અનસૂયા અને દમયંતી ઇત્યાદિની જય ! રામકૃષ્ણાદિ પુરુષોત્તમોની જય ! મહાન પૂર્વજો અને ઋષિમુનિઓની જય ! ભારતમૈયાની જય !

**રાજા કર્ણની અપૂર્વ દાનવીરતાઃ**-રાજા કર્ણ દરરોજ બપોરે જળાશયમાં ઉભો રહી સૂર્યદેવની ઉપાસના કરતો અને તે સમયે સુપાત્ર સાધુ બ્રાહ્મણો જે કાંઈ માગે તે આપતો.એક વાર સૂર્યદેવે તેને સ્વપ્નમાં ચેતાવેલો કે, બીજું ગમે તે દાનમાં આપજે, પણ જન્મથી તારી ચામડી સાથે જોડાયેલાં કુંડળ અને કવચ આપતો નહિ; કેમકે તે હશે ત્યાંસુધી તું કશાથી મરવાનો નથી. પછી એક દિવસ ઇંદ્રે બ્રાહ્મણના વેશે જઇને એજ વસ્તુઓ માગી. રાજા કર્ણે કહ્યું કે, જોઈએ તો રાજપાટ પણ માગો; પરંતુ કવચકુંડળ તો અપાય તેમ નથી. બ્રાહ્મણે તો એનું એજ માગ્યું. રાજા કર્ણ તેને ઓળખી ગયો અને "આવી તક-આવો યાચક ફરી ફરીથી નહિ મળે" એમ સમજીને કહ્યું કે-"ભલે ત્યારે તે પણ આપું છું; પરંતુ તમારે મને પણ જોઈતી વસ્તુ આપવી જોઇએ." "ઇંદ્રે કહ્યું કે, મારા વજ્રસિવાય જે પણ કહો તે આપું." કુશળ કર્ણ રાજાએ શત્રુઓનો સંહાર કરનારી શક્તિ માગી. દેવોના રાજા ઇંદ્ર તેનાથી પણ વધારે કુશળ હોવાથી એ શક્તિ તેણે એવી શરતે આપવા માગી કે બીજાં શસ્ત્ર હોય, ત્યાંસુધી તે વાપરવી નહિ; અને વાપરવી ત્યારે પણ એકજ વાર વાપરવી. કર્ણે એ શરત કબૂલ રાખી અને તરતજ કવચકુંડળ શસ્ત્રવડે ઉતરડીને શરીરથી છૂટાં પાડવા માંડયાં. કેવું મહાકષ્ટનું કાર્ય ! છતાં પણ તેના મુખપર દુઃખની જરા પણ લાગણી જણાવાને બદલે એ તો ઉલટો ચામડીને કાપતો જાય અને હસતો જાય ! તેની આવી અદ્ભુત દાનવીરતા જોઈને દેવ, દાનવ, માનવ, સર્વ સિંહનાદ કરવા લાગ્યાં; દિવ્ય દુંદુભી વાગવા લાગ્યાં અને ઉપરાઉપરી પુષ્પવૃષ્ટિ થવા લાગી! આ કળિકાળમાં તો ધોળે દિવસે અને ભરબજારમાં લૂંટ ચલાવે અને તેમાંથી બહુ તો બે-ચાર ટકા લોકકીર્તિ માટે દાનમાં આપી પરમેશ્વરને પટાવી કહાડે; અને બાકીનું બધું પોતાનાંજ સંતાનોને આપી જાય ! અને તે છતાં પણ પોતાને રાજા જનક જેવા જીવન્મુક્ત કે રાજા કર્ણ જેવા દાતા માને-મનાવે ! ખુશામતખોર સ્વાર્થી યાચકો પણ ટકાના તેર હોવાથી તેને મિથ્યાભિમાનરૂપી સુરાપાનના પ્યાલાઓ ઉપરાઉપરી પાયે જાય; એટલે પછી 'હમ ભી ટીચ' બની બેસવું રહેલું પણ ઘણુંજ ! ભગવાન એવા ખુશામતપ્રેમી દાતાઓને અને ખુશામતખોર યાચકોને સદ્બુદ્ધિ આપે, એજ પ્રાર્થના.



"કંક" એવું નામ અને સાદા બ્રાહ્મણનો વેશ રાખી યુધિષ્ઠિરે વૈરાટ રાજાનો આજ્ઞાંકિત નોકર થવા માગણી કરી; પણ તેમની ભવ્ય કાંતિ, નિડર અને સુંદર ચ્હેરો, મદોન્મત્ત હાથી જેવી ચાલ વગેરે જોઇ વૈરાટને એવુંજ લાગ્યું કે જાણે કોઇ ચક્રવર્તિ સમ્રાટ કે સ્વર્ગનો ઇંદ્રજ આવતો હોયને! આથી તેણે પુષ્કળ સત્કાર કર્યો; તથા અત્યંત વિનયપૂર્વક કહ્યું કે, હે મિત્ર! કૃપા કરીને આપ મારૂં રાજ્ય ચલાવો. કેમકે આપ એવાજ અધિકાર યોગ્ય છો, તથા મુરબ્બી જેવા લાગો છો. આપની અવજ્ઞા કરશે તેને હું સખ્ત સજા કરીશ. માન, સત્તા, આસન, સ્થાન, ખાનપાન, વાહન, લોકહિત, દાન ઇ૦ સર્વ બાબતમાં આપ હવે મારા બરોબરીઆ ગણાશો અને હું આપની આજ્ઞામાં રહીશ.



કાં તો પૂર્ણ પુરુષોત્તમ, કે કાં તો ભોળાં ધન–માનવનાં ટોળાં! એમાંનું જે તે એકજ લઈ શકશો; બંને નહિ! વાત એવી બની કે, અર્જુન અને દુર્યોધન બંને સહાય લેવા દ્વારિકાં પહોંચ્યા. શ્રીકૃષ્ણે વિચારપૂર્વક એ વિભાગ કર્યા; અને પોતે, તથા પોતાનું લશ્કર; એ બેમાં જેને જે ગમે તે એકેક માગી લેવા કહ્યું. પગ પાસે બેઠેલા વિવેકી અર્જુનને મન "શ્રીકૃષ્ણ જેવા ભલે બાહ્ય શસ્ત્રવગરના અને એકાકી હોય તોપણ તેજ અપાર ઉપયોગી, સર્વકળાસંપન્ન અને સર્વદાયક" હતા; એટલે તેણે તેમનેજ માગી લીધા! અને માથા તરફ બેઠેલા મિથ્યાભિમાની દુર્યોધનને મન મોટું સૈન્યજ મોટી વસ્તુ હોવાથી તેણે તેજ માગી લીધું! પરિણામે ધર્મી અર્જુનને મળ્યો વિજય, ભોગ અને મોક્ષ; ત્યારે અધર્મી દુર્યોધનને મળ્યાં પરાજય, મૃત્યુ અને નર્ક! વાંચનાર! તને શું ગમે છે? પ્રાણીપદાર્થનાં નાશવંત ટોળાં? કે પેલો કૃષ્ણ જેવો અજ્ઞાનની આત્યંતિકી નિવૃત્તિપૂર્વક પરમાનંદની નિત્યપ્રાપ્તિ કરાવનારો પરમ ઉદાર કુશળ ગોવાળ (ગોપાળ) સચ્ચિદાનંદ?



**મહર્ષિ સનત્સુજાતના** ધૃતરાષ્ટ્ર પ્રત્યેના ઉપદેશમાંથી આટલું તો ભૂલતાજ નહિ કેઃ–જન્મમરણ, પાપ–દુઃખ, વગેરે જે વારંવાર થયાજ કરે છે; તેનું મૂળકારણ–"અજ્ઞાન"જ છે. એ શત્રુ પોતેજ એવાં તેવાં અનેકરૂપે માનવનાં તનમન ઉપર શિકારીપેઠે ચઢી બેસીને ચૂસી રહ્યાં છે. દુઃખમાં સુખબુદ્ધિ, અનિત્યમાં નિત્યબુદ્ધિ, વગેરે પણ તેનાં એવાં દુષ્ટ સંતાન છે કે તે ઉંદર પેરે ફુંકી ફુંકીને માનવનું સદ્‌ગુણસંપત્તિરૂપી સર્વસ્વ હોઇયાં કરી રહ્યાં છે; અને તેથીજ તે બિચારો અનિત્ય ધનવૈભવનો ગુલામ બની રહ્યો છે! હે માનવબંધુ! એ અજ્ઞાન–શત્રુનો જો તારે જડમૂળથી નાશજ કરવો હોય; અને તે કામ માટે જો તારે–પરમ સુહૃદ્‌, સુખદ અને સમર્થ સહાયક જોઇતો હોય, તો તો આપણા ઋષિમુનિઓએ વેદ–કાળથીજ "જ્ઞાન" નામે એક મહાપરોપકારી મિત્ર સર્વને માટે તૈયારજ કરી રાખ્યો છે, કે જે તેના સમાગમીને સૂર્યની પેરે ધર્મનો માર્ગ દર્શાવ્યા કરે; અને વળી રસ્તે ચાલવાની ગતિમતિ પણ એવી આપ્યા કરે કે જેથી દુષ્ટ શત્રુ અજ્ઞાનને તો જડમૂળ તથા કુટુંબપરિવાર સાથે ધાણુજ નીકળી જાય! બાકી સકામ કર્મોમાં તો એવું ન થતાં ઉલટો શત્રુ ખીલશે.



**श्रीकृष्णविष्टी–पांडव कौरव वच्चे मेळ कराववानो प्रयत्न.**

દુર્યોધનની રાજસભામાં જઇ ભગવાન શ્રીકૃષ્ણે નીતિરીતિ, ધર્માધર્મ, વ્યવહાર–પરમાર્થ, લોક–પરલોક, લાભ–હાનિ કહિ દુર્યોધનને પુષ્કળ સમજાવ્યું. કૌરવપક્ષના સર્વ વડીલો, આચાર્યો અને માતા ગાન્ધારીએ પણ સમજાવવામાં કસર રાખી નહિ; પણ જેના અંતરમાંજ કામક્રોધાદિ શત્રુ ભરેલા હોય તે કંઇ માને ! "બસ સોય જેટલી પણ ભૂમિ આપું નહિ" એમ કહી ઉલટો શ્રીકૃષ્ણનેજ કેદ કરવા તૈયાર થયો ! સર્વ ઐશ્વર્યસંપન્ન શ્રીકૃષ્ણ તો એ જોઇ હસીજ પડયા; અને પોતાના સાથીને તલવાર ખેંચતા રોકીને જગત-સમ્રાટ પેઠે ત્યાંથી નીડર ભાવે ચાલ્યા ગયા !



**ભીષ્મ અને ભગવાન:**—ભીષ્મનું અપાર પરાક્રમ અને અર્જુનનું લાગણીવશ મોળાપણું જોઇને શ્રીકૃષ્ણ "હવે તો હું પોતેજ અધર્મી રાજાઓનો નાશ કરી ધર્મપ્રેમી યુધિષ્ઠિરને રાજ્ય અપાવીશ." એમ કહી રથ ઉપરથી કૂદી પડ્યા; તીક્ષ્ણ ધારવાળું વિજળી સમું સુદર્શન લઇ પ્રત્યેક ડગલે પૃથ્વી કંપાવતા થકા સિંહ, પ્રલયાગ્નિ અને ધૂમકેતુ પેરે ભીષ્મ તરફ ધસ્યા. ભીષ્મ પણ બન્ને હાથે ધનુષ્ય ખેંચી સ્થિરચિત્તે બોલ્યા:—"હે ચક્રપાણિ! આવો, આવો, હું આપને નમસ્કાર કરૂં છું. આપજ મને રથમાંથી નીચે પાડો. પ્રભો! આપને હાથે મરણ, એ તો સંસારતરણ!" આમ પોતાના મોળા-પણાથીજ પ્રભુને શસ્ત્ર લેવું પડેલું જોઇ અર્જુન પણ ઉતરી દોડીને તેમને વળગી પડ્યો, અને તોપણ છેક દશમેજ ડગલે તે રોકાયા! અર્જુને તુરતજ પ્રતિજ્ઞા લીધી કે "હવે હું સર્વ બળથી લડીશ."



**યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક**—યુધિષ્ઠિરને સંબંધીઓના શોકમાં ડૂબેલા જોઇને ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું કેઃ—હે રાજા ! તમારા વીરશ્રેષ્ઠ સગાસંબંધીઓ ક્ષાત્રધર્મથીજ હણાયા છે અને સ્વર્ગમાંજ ગયા છે; માટે તમે શોકનો ત્યાગ કરીને રાજ્યકાર્યો કરો, શત્રુઓને હણો, પ્રજાનું પાલન કરો અને બ્રાહ્મણોનું પૂજન કરો. પછી તે સંતાપથી રહિત થઇને દ્રૌપદી-સહિત રાજસિંહાસને બિરાજ્યા. આસપાસ વડીલો, માતાઓ, પુરોહિતો અને બંધુઓ વગેરે બિરાજ્યા. શ્રીકૃષ્ણની આજ્ઞાથી પુરોહિતે યજ્ઞવેદી તૈયાર કરી ઘૃત હોમાવ્યું. પછી શ્રીકૃષ્ણ ભગવાને પાંચજન્ય શંખવડે યુધિષ્ઠિરને અભિષેક કર્યો.



કવચ અને ધ્વજ ભેદાઇ જતાં ભીષ્મ પડ્યા. પૃથ્વીપર ન પડતાં દેહમાં વાગેલાં બાણોની બાણશય્યામાંજ સુતા અને ઉત્તરાયણના સૂર્ય થવા પર શરીર તજવાનું રાખી ધ્યાનપરાયણ થયા. પાંડવો, કૌરવો, રાજામહારાજાઓ વગેરે વિંટાઇ વળીને વંદન તથા સ્તુતિ કરવા લાગ્યા. પિતામહે ઓશીકું અને જળ માગતાં રાજાઓ સુંવાળાં ઓશીકાં, રત્નજડિત સુવર્ણની ઝારીઓ વગેરે લઈ આવ્યા; પણ તે કામમાં ન લેતાં ધર્મવેત્તા અર્જુનનેજ કહ્યું. તેણે ત્રણ બાણથી ઓશીકું કરી આપ્યું, અને એક બાણ-વડે બાણગંગાનું પાન કરાવ્યું. મહાન પિતામહે તેને ઘણોજ ધન્યવાદ આપ્યો. પછી દુર્યોધનને કહ્યું કે, શ્રીકૃષ્ણ કોપ્યા નથી ત્યાંસુધીમાં હે તાત ! હજી પણ અર્ધું રાજ્ય આપી પાંડવો સાથે સંધિ કરી લે, લડવાનું છોડી દે. મારૂં નહિ માને તો બહુજ પસ્તાવું પડશે. દુર્મતિ દુર્યોધને તે નજ માન્યું. પછી પિતામહ બાણોની વેદના સહેતા થકા મનને પ્રભુમાં જોડી શાંત થયા.



રાજ્યાભિષેક થયા પછી રાજા યુધિષ્ઠિર ભગવાન શ્રીકૃષ્ણ પાસે ગયા: અને બે હાથ જોડી પલંગપાસે ઉભા ને વંદન કર્યું. મંદમંદ હસતાં કુશળતા પૂછી રાજ્યાદિ મળવા માટે આભાર માન્યો. હજીપણ તેમને ધ્યાનમગ્ન જોઇ પૂછ્યું:–" હે પ્રભો ! આપ કોના ધ્યાનમાં છો ? તે કૃપા કરીને કહો. હું આપનો શરણાગત છું, ભક્ત છું, યાચક છું." વાસુદેવ ધ્યાનમુક્ત થતાં મંદમંદ હસતા બોલ્યા:–"બાણશય્યામાં પોઢેલા નરકેસરી ભીષ્મે મારે શરણ થઈ મારૂં ધ્યાન ધરવાથી હું મનવડે ત્યાં ગયો હતો." વળી (વિના પૂછ્યે) વધુમાં પણ કહ્યું કે, "પરશુરામ અને વસિષ્ઠ જેવા ગુરુઓને સેવનાર વેદવેત્તા, ધર્મનીતિના સર્વોપરી જ્ઞાતા, અડગટેકી, નૈષ્ઠિક બ્રહ્મચારી અને સર્વ વિદ્યાઓ તથા પુષ્કળ અનુભવોના ભંડાર એવા પિતામહનો દેહાન્ત થતાં આ જગતમાંથી એ સર્વ જ્ઞાનનો અસ્ત થઈ જઇ પૃથ્વી નિસ્તેજ થશે; માટે ત્યાં પહોંચી જાઓ અને સદા સાથે રહે એવો સર્વોત્તમ ખજાનો-વારસો મેળવી લ્યો."



**બ્રહ્મવેત્તાઓ વચ્ચે બાણશય્યાપર પોઢેલા ભીષ્મપિતામહે**–મનવાણીકાયાથી પવિત્ર થઇ બે હાથ જોડયા, ભગવાન મધુસૂદનનું ધ્યાન ધર્યું અને ધીર ગંભીર સ્વરથી 'ભીષ્મસ્તવરાજ' દ્વારા સ્તુતિ કરીને સર્વભાવથી તેમને શરણ થયા. ભક્તવત્સલ માધવ તરતજ તે જાણી જઇ મનોમય–સૂક્ષ્મશરીરથી ત્યાં પહોંચી ગયા; દર્શન દઈ સર્વ પીડા દૂર કરી દીધી, અને ત્રિલોકી તથા ત્રિકાળને પણ જાણવાની શક્તિ આપી ! પછી મહાભક્ત ભીષ્મે ગદ્‌ગદ્‌ કંઠે **શ્રીકૃષ્ણાય નમઃ** કહીને મનોમય પ્રણામ કર્યા. પછી આગળ કહ્યા મુજબ માધવે સ્વશરીરમાં આવી શરણાગત ભક્ત યુધિષ્ઠિરને માગ્યાવિનાજ જે સૂચના આપી, તે પ્રભુપ્રેરણાને તેમણે ગદ્‌ગદ્‌ કંઠે માથે ચઢાવી; પરંતુ સ્વાશ્રયના મિથ્યાભિમાનમાં ન ડૂબતાં શ્રીહરિને આગેવાન બનાવીનેજ તે પિતામહ પાસે ગયા!! પછી તો કહેવુંજ શું ! તેમનો જ્ઞાનાનુભવનો અદ્‌ભુત ખજાનો એટલો બધો મળ્યો, કે હજારો વર્ષથી તેનો લાભ જે કોઇ ઇચ્છે તે **શાંતિપર્વ**દ્વારા લઇ શકે છે !!!

